# વિશ્વશાંતિ

[ એક ખંડકાવ્ય ]

ઉમાશંકર જોષી






નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# વિશ્વશાંતિ

[ એક ખંડકાવ્ય ]

ઉમાશંકર જોષી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ,
નવજીવન પ્રકાશન મંદિર,
કાળુપુર; અમદાવાદ



આવૃત્તિ પહેલી, સં. ૧૯૩૧ પ્રત ૧૦૦૦
આવૃત્તિ બીજી, સં. ૧૯૩૩ ,, ,,
આવૃત્તિ ત્રીજી સં. ૧૯૩૮ ,, ,,
આવૃત્તિ ચોથી સં. ૧૯૪૬ ,, ,,

મુદ્રક
ચતુરભાઈ શનાભાઈ પટેલ,
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય, મામાની હવેલી,
શાકબજાર, અમદાવાદ

# આમંત્રણ

ઘેરાયેલા આકાશમાં જ્યારે ભીષણગંભીર મેઘગર્જના થાય છે, ત્યારે મોરને કળા કરી નાચવાનું અને પોતાના ઊંડા ટહુકાથી વાર્ષિકી સૃષ્ટિને એક સામટું આમંત્રણ અને અભિનંદન કરવાનું મન થાય છે. રાષ્ટ્રના જીવનમાં જ્યારે કોઈક ધીરોદાત્ત બનાવ બની આવે છે, ત્યારે વિપુલકલ્પનાશીલ કવિઓને જીવનસાગરમાં ફરી ફરી અવગાહન કરી તત્ત્વચિંતનનાં મોતી કાઢવાનું શૂર ચડે છે. મેઘ–મયૂરનો સંબંધ સનાતન છે. મેઘ ગગનમાં ગર્જે છે, મયૂર ધરણી પર નાચે છે. જીવનવીર ધરતી પર પરાક્રમ કરે છે, અને કવિ કલ્પનાસૃષ્ટિમાં ગગનવિહાર કરે છે. મયૂરનો બોલાવ્યો મેઘ આવે છે કે મેઘનો પ્રેર્યો મયૂર નાચે છે, એ સવાલ કોરે મૂકી, આપણે એ શોધમાં ઊતરવું જોઈએ કે, બંનેને પ્રેરનાર કોઈ મહાન વિશ્વતાપ છે કે નહિ.

* * *

શાંતિની મૃગયા સનાતન છે. તેજોમેઘમાંથી જ્યારે સૂરજ જન્મ્યો અને એના વ્યોમવ્યાપી પ્રચંડ વમળમાંથી સ્ફુલ્લિંગરૂપે ગ્રહો અને ઉપગ્રહો ફેંકાયા, ત્યારથી શાંતિ અને અશાંતિ વચ્ચે ગજગ્રાહ ચાલ્યો જ છે. પણ પ્રકૃતિમાં ગતિ એટલે કંઈ પ્રગતિ નથી, અને નિશ્ચેષ્ટતા એ કંઈ શાંતિ નથી. જ્યાં ચેતન છે ત્યાં પરિવર્તન રહેવાનું જ. પણ તેમાં માનવી પુરુષાર્થ વગર સંતોષ કે શાંતિને અવકાશ જ નથી. ચૈતન્યના પુરુષાર્થમાં સામંજસ્ય કેમ આણવું, વિરાટ શબ્દમાં

કોલાહલ મટાડી સંગીત કેમ વહેવડાવવું,—એ જ મહાન અન્વેષણા છે. એનો ઇતિહાસ તે માનવજાતિનું બૃહત ચરિત્ર. એ ચરિત્રનું સમગ્ર આકલન ગગનવિહારમાં જ થઈ શકે છે. મહાકાન્તારને પાદાક્રાન્ત કરનાર વનકેસરીને પણ જે દર્શન દુઃસાધ્ય છે, તે દિનમણિના ઉપસ્થાનમાં ઊડતા ચંડોળ અને ગરુડને સહજ છે.

જીવનવિહારી કવિએ હૃદયસાગરના ઊંડાણમાંયે અવગાહન કરેલું હોવું જોઈએ, અને માનવ્યના બૃહત ચરિત્ર સાથે પણ એણે ચિંતનયાત્રા કરવી જોઈએ. પોતાની જ પ્રગતિનો અમર્ષ કેળવી દહાડે દહાડે નવાં નવાં પરાક્રમ બતાવતી જનતાના જીવનમાં જ્યારે ઉષાના વર્ણ જેવા પલટા દેખા દે છે, ત્યારે કવિને પણ વિવિધ શૈલીમાં અને વિવિધ વૃત્તોમાં એની સાથે તાલ ભરતાં આવડવું જોઈએ. ઘડીકમાં પહાડને વીંધી નાખનાર તડિત્તાંડવ, ઘડીકમાં વિશાળ દેશોને ડુબાડી દેનાર ધારાવર્ષા, અને ઘડીકમાં વનસ્પતિના હાસ્યને વધાવતી ઝાકળનાં મોતીની માળા, એવું જ્યાં દેખાતું હોય, ત્યાં તે તે રંગ રંગાવાની શક્તિ ન હોય, તો કવિએ કુદરતનો સાથ છોડી દઈ કૃત્રિમ કાવ્યની કરામત કરતાં બેસી જવું.

વસન્ત આવે છે ત્યારે એકલો આવતો નથી. એની સાથે બાલવૃત્તિ વાદળાં પણ આવે છે, અને ચંચળમતિ પવન પણ આવે છે, દુનિયાનું અશેષ દુઃખ હાસી નાખનાર ફૂલો પણ આવે છે, અને ગાઈ ગાઈને આ બધાને ઓપ ચડાવનાર કોકિલ પણ આવે છે; દરેક ખૂણાની ખબર દરેક ખૂણે પહોંચાડનાર ખબરપત્રી પતંગિયાં પણ આવે છે, અને શાપમુક્ત થવાથી સ્મૃતિ જાગૃત થતી હોય એવી રીતે વનસ્પતિસૃષ્ટિમાં નવા નવા અંકુરો પણ આવે છે. રાષ્ટ્રનો ઉત્થાનકાળ જ્યારે નજીક આવે છે, ત્યારે જીવનવીરો પણ જાગે છે અને સાહિત્ય-

વીરો પણ ખીલે છે, સેવાવીરો પણ પ્રગટ થાય છે. અને યાત્રાવીરો પણ ચાલવા માંડે છે.

ઊગતી સૃષ્ટિ સાથે જેમનો સંબંધ છે એવા કેટલાક માળીઓ, કોઈની નજર પડે તે પહેલાં જ ઊગતી કળીઓને શોધી કાઢે છે અને એમનો વિકાસહાસ જોઈને આનંદ પામે છે. એ આનંદમાં ભાગ પડાવવા વાચકોને અહીં આમંત્રણ છે.

૨

ઉનાળાને અંતે જ્યારે તાપ અસહ્ય થાય છે, ત્યારે ચરાચર સૃષ્ટિ આકાશ ભણી તાકે છે અને વરસાદની વાટ જુએ છે. સહન કર્યું! ખૂબ સહન કર્યું!! હવે સહ્યું જાય એમ નથી! હવે જો વરસાદ નહિ આવે તો આકાશમાં વરસાદ ખૂટ્યો, હવે કોઈ કાળે વરસાદની આશા રખાય નહિ, એવી જેમ નાસ્તિકતાની અણી આવી જાય છે, તેવી રીતે આજની મનુષ્યજાતિ શાંતિ માટે ઝંખે છે. દુઃખના દિવસોમાં મનુષ્યપ્રાણી અનેક વાર પોતાને વચન આપે છે કે, આ દુઃખમાંથી ઊગરી જઈશ તો જીવનમાં ફેરફાર કરી નાખીશ, પ્રભુને પ્રિય એવું જીવન ગાળીશ. છતાં દુઃખ દૂર થયું એટલે માણસ ફરી હતો ત્યાં ને ત્યાં જ આવીને ઊભો હોય એવો દેખાય છે. માણસજાત અનેક વાર જ્યારે આવા સ્મશાનવૈરાગ્યમાંથી પસાર થાય છે, ત્યારે કાયમને માટે એકાદ ડગલું આગળ ભરે છે, એવો ઇતિહાસનો અનુભવ છે. આ ચિરંતન અનુભવથી કવિએ પોતાના કાવ્યની શરૂઆત કરી છે. માણસે અનેક વાર શાંતિ યાચી, અનેક વાર એને સંદેશો મળ્યા. પણ એ ઝીલવાની ધીરજ માણસમાં ન હતી.

'એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગીપુરુષે અનેકે.

ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં !
ડૂબી ગયો મંત્ર અનંતતામાં !'

ભોજરાજાના દરબારમાં કેટલાક એકપાઠી રહેતા, કેટલાક દ્વિપાઠી. એવી જ રીતે કેટલાક લોકો એક વાર ભૂલ કરી ડાહ્યા થાય છે, કેટલાકને ડાહ્યા થતાં પહેલાં દસ દસ વાર છક્કડ ખાવી પડે છે, અથવા એની એ જ ભૂલ કરવી પડે છે. પણ અંતે બધા જ ડાહ્યા થઈ જાય છે. માનવજાતિ પણ ગમે તેટલી રીઢી હોય તોયે પ્રગતિ કરે જ છે. એ ઐતિહાસિક નિયમને ધ્યાનમાં રાખી, અને હવે શાંતિનો મંત્ર આખી મનુષ્યજાતિએ ઝીલવાનો સમય આવી ગયો છે એ વિશ્વાસથી, કવિએ વિશ્વશાંતિનું આ ગાન ગાયું છે. અને જાણે માણસ માણસ વચ્ચેનું વેર શમી જ ગયું હોય તેમ આપણું ધ્યાન ખેંચ્યું છે કે, આ વિશ્વમાં કેવળ માણસો જ નથી :

'વિશાળે જગવિસ્તારે, નથી એક જ માનવી;
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ.

* * *

પ્રકૃતિમાં રમંતાં એ દુભાશે લેશ જો દિલે
શાંતિની સ્વપ્નછાયાયે કોદિ' માનવને મળે ?'

આને વિશ્વશાંતિ કહીશું કે વિશ્વપ્રેમ કહીશું ? એને તો વિશ્વ-હૃદયનું ઐક્ય કહેવું જોઈએ. જ્યાં સુધી જુદાઈ છે ત્યાં સુધી જોખમ છે જ.

મનુષ્યહૃદયનું ઐક્ય એ જ વિશ્વકુટુંબવાદ છે. અહિંસા વગર એ સંભવે નહિ. પણ કુટુંબવાદ તો કેવળ માણસ માણસ વચ્ચે રહ્યો, એટલે એને સુધારીને ઋષિકાલીન વચનમાં કવિ કહે છે કે, હૃદયનું ઐક્ય સાધ્યા પછી આખું વિશ્વ જાણે એક માળો જ બની જાય છે. જ્યાં આવડો વિશાળ ઐક્યભાવ સ્થપાયો ત્યાં જ અહિંસાધર્મ અંતે અનંત:થવાનો, સંપૂર્ણ થવાનો.

એ ધર્મની પ્રેરણા અમુક માણસથી શરૂ થઈ એમ કોઈનાથી કહી ન શકાય. હૃદયનો જન્મ થયો ત્યારથી જ એ ઝંખના ચાલતી આવી છે. અનંત વિશ્વને જ્યારે પોતાનામાં સમાવી લેશે ત્યારે જ એ તપ્ત હૃદય તૃપ્ત થશે. માણસના હૈયામાં એ શાંતિનો મંત્ર સ્ફુરે છે એમ કહેવા કરતાં એ સનાતન, અપૌરુષેય, અમર મંત્ર કાળે કાળે, સમય જાણીને, દેહધારી થઈને, પોતાનું કાર્ય અજમાવે છે, એમ જ કહેવું જોઈએ.

આ અજમાયશમાં જ વિકાસનું તત્ત્વ રહેલું છે. શક્તિનો વિકાસ, ડહાપણનો વિકાસ, અને ચારિત્ર્યનો વિકાસ — આમ ત્રિવિધ વિકાસ ચાલતો આવ્યો છે. એ વિકાસ મનુષ્ય-જીવનના અંગપ્રત્યંગમાં આપણે જોઈ શકીએ છીએ. પણ હિંસાનાં સાધનોની અંદર જ અહિંસાનું તત્ત્વ કેમ વિકાસ પામતું ગયું છે એ જોવા ઉપર કવિની નજર ખાસ ઠરી છે, અને એણે અહિંસાને એક અમોઘ શસ્ત્ર તરીકે રજૂ કરી છે.

ઊંડે જોતાં યુદ્ધો પણ દ્વૈતભાવ મટાડી અદ્વૈત સ્થાપ-વાના અણઘડ પ્રયત્નો છે. હરણાંને મારીને ઉદરસ્થ કરનાર વાઘ કે વરુ, અને પોતાનાં બચ્ચાંને માટે મરી ફીટનાર એકાદ ટિટોડી, બંને ઐક્યનાં જ ઉપાસક છે, બંનેને ભેદભાવ સહન થતો નથી. ફરક એટલો જ કે એકમાં આત્માનો વિકાસ છે, બીજામાં અધઃપાત છે. એક માર્ગ હિંસાનો છે, બીજો આપ-ભોગનો છે. આપભોગનું નામ જ અહિંસા.

યુદ્ધમાં પ્રથમ શક્તિને જોરે લડાય છે, પાછળથી એમાં બુદ્ધિ અને યુક્તિ ઉમેરાય છે. પણ માણસજાત ત્યાં અટકવાની નથી. મનુષ્યજીવનના ઘડતરમાં શક્તિ અને યુક્તિને જેટલું સ્થાન છે, તેટલું જ અથવા તેથીયે વિશેષ સ્થાન નીતિને, સદાચારને, આત્મૈક્યની અનુભૂતિને છે. આ ત્રીજી શક્તિને

લીધે જ માણસમાં, માણસાઈ આવેલી હોવાથી, માણસાઈભર્યાં યુદ્ધોમાં આ પ્રેમશક્તિનો ઉપયોગ યુદ્ધના શસ્ત્ર તરીકે હવે થવો જ જોઈએ.

વિજેતાના જીવનરસમાં પણ વિકાસ થતો જાય છે. પોતીકા અને પરાયા, બંને પક્ષનાં મડદાં જમીન પર પાથરી તે જમીન પોતાની કરવાનો રસ એક વખતે ભૂમિપતિઓને હતો. આગળ જતાં ભૂમિપતિઓને નરપતિ થવાની વાસના થઈ. કરોડો લોકો ઉપર સ્વામિત્વ ચલાવી એમની પાસેથી કરભાર લેવામાં વિજેતાઓ પોતાને ધન્ય માનવા લાગ્યા. એથી આગળ જતાં પોતાની સંસ્કૃતિ ફેલાવવાની ઇચ્છા પણ વિજેતાઓ કરવા લાગ્યા. જિત લોકો વિજેતાની સંસ્કૃતિ સ્વીકારે એટલે પછી ભેદભાવ માનવાનું કશું કારણ ન રહે. સમ્રાટની જેમ વિજયયાત્રા નીકળે છે, તેમ સમ્રાટકલ્પનાની પણ વિજયયાત્રા હોય છે. સંસ્કૃતિનું સામ્રાજ્ય વધારવાની ઇચ્છા હવે નવું સ્વરૂપ પકડવાની છે. હવે જીતવાનું નવું ક્ષેત્ર તે સામા પક્ષનો દેશ નહિ, એની સંપત્તિ નહિ, પણ પ્રત્યક્ષ એનું હૃદય જ. હૃદયવિજયી વીરો જ હવે દુનિયાને અસ્વસ્થ કરી મૂકવાના છે અને હૃદયસમ્રાટની પદવી મેળવવાના છે. આવા સમ્રાટો જીવનના અસાધારણ કળાધર હોવા જોઈએ. તેઓ દુનિયામાં રહેલી વિવિધતાનો નાશ નથી કરવાના, પણ એ વિવિધતા વાટે જ શાંતિનું પ્રેરક, પ્રેમનું દ્યોતક એવું સંપૂર્ણ વિશ્વસંગીત ગાઈ બતાવવાના.

કવિઓ આદર્શ ગાય છે, હૃદયસમ્રાટો આદર્શને જીવે છે. કવિએ ચીતરેલો ચિતાર ઉત્સાહભેર નિહાળ્યા પછી વસ્તુ-સ્થિતિનું ભાન નિસાસો મૂકી કહે છે : આ તો ચિત્ર જ છે! આ કેદી' સાચું થવાનું હતું? હૃદયસમ્રાટો એ નિસાસો દૂર

કરવા મથે છે, અને સુકતુ (સૉક્રેટીસ)ની પેઠે ગગનવિહારને અવનીતલ પર ઉતારે છે. એમને આપણે જીવનકલાધર કહીએ છીએ. ફૂલો કરતાં કોમળ અને વજ્ર કરતાંયે કઠણ, એમની એ વિભૂતિઓ એ જ એક સ્વતંત્ર કાવ્ય છે. એ કાવ્યનું પૂરું રહસ્ય સમજવા માટે વિશાળ કાળનું અંતર વચમાં જરૂરનું છે. હિમાલયની તળેટીમાં ઊભા રહી હિમાલયની ઊંચાઈ માપી ન શકાય. આપણા કવિએ એ વિવેક ધ્યાનમાં રાખી 'કંકાલ-તાંડવ' કેવળ ઇશારો કરીને છોડી દીધું છે. જો એ વસ્તુનો કંઈક ખ્યાલ જોઈતો જ હોય તો એની ગૌરવભરી શૈલી અને પદે પદે પ્રગટ થતા સંયમમાંથી એ મેળવી લેવો.

ઉદાત્ત રસવાળી કવિતામાં વૃત્તવૈચિત્ર્ય હોવું જોઈએ નહિ, એ ચર્ચાનો એક જૂનો વિષય છે. વૃત્તોની પસંદગીનું કંઈ સ્વતંત્ર શાસ્ત્ર નથી. વૃત્તો તો વૃત્તિ ઉપર આધાર રાખે છે. વિષયના ગૌરવ કે લાલિત્યને લીધે જો વૃત્તિ એક જ રાગ પર સ્થિર થઈ જાય તો એક જ વૃત્ત શરૂઆતથી આખર સુધી ચલાવવો જોઈએ. કેવળ વિરામદ્યોતક વૃત્તભેદ અંતમાં રાખ્યો એટલે બસ. પણ દર્શનની અદ્‌ભુતતાને લીધે જો વૃત્તિના આરોહ-અવરોહ ચાલતા હોય તો એની નોંધ વૃત્તપરિવર્તન દ્વારા કવિએ બતાવવી જ જોઈએ. ભાવોની વિવિધતા તો કવિતા-માં હોય જ. એ વિવિધતા એક જ વૃત્તમાં પણ આણી શકાય. પણ વૃત્તિભેદ તો વૃત્તભેદ માગે જ.

પ્રસ્તુત કવિતા ગાંધીયુગની છે, પણ ગાંધીજીનું માહાત્મ્ય વર્ણવવા માટે લખેલી નથી. ગાંધીયુગ પહેલાંનો કાળ અને ગાંધીયુગનો કાલ, આ બે વચ્ચે જે આદર્શભેદ છે તેની અસર આ કવિતામાં સ્પષ્ટ દેખાય છે. એટલા કારણે એ આવકારપાત્ર છે. એથી વધારે न वाच्यं वधूबन्धुभिः ॥

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# પ્રથમ આવૃત્તિના નિવેદનમાંથી

× × ×

વિશ્વશાંતિનો અર્થ જગત પરનાં મનુષ્યો વચ્ચેની શાંતિ અથવા જીવમાત્રની શાંતિ એટલો જ કરી સંતોષાઈ જવામાં સંકુચિતતા જણાય છે. એટલે અહીં તો, આપણી નજરમાંયે ન આવે એવા વિશાળ અતલાન્ત વિશ્વની શાંતિની કલ્પના કરી છે. મારી એક મુગ્ધ માન્યતા છે કે જ્યાં સુધી આ વિશાળ વિશ્વમંદિરના એકાદ ખૂણામાં પણ સત્ય, પ્રેમ, કે સૌન્દર્ય ઘવાતાં હોય ત્યાં સુધી વિશ્વમાં અખંડ શાંતિ હોઈ શકે જ નહિ. બીજે બધે શું છે તે આપણે શી રીતે જાણીએ? પણ આપણી પૃથ્વી પર તો પ્રતિપળે ડુબાયેલા પ્રેમના નિઃશ્વાસના પડઘા શાંતિને અહોરાત વીંધી રહે છે એ સ્પષ્ટ છે. આખા વિશ્વની શાંતિ એક પૃથ્વીને જ પાપે થથરી જતી હોય તો તે અટકાવવા મનુષ્યજાતિએ એક પણ પ્રયત્ન બાકી રાખવો જોઈએ નહિ. અને એ પ્રયત્ન થયો પણ છે: શાંતિને માર્ગે બાપુએ જે કૂચ કરી છે તેની તૈયારીમાં જ આજ લગીનું માનવજાતિનું જીવન વ્યતીત થયું છે. એ તૈયારી અને એ કૂચ બન્ને મહાકાવ્યોની સામગ્રીથી ભરપૂર છે. એના પ્રમાણમાં આ નાનકડું કાવ્ય એ તો જલ–કણ સમું છે. એમાંનું બીજું તો હજી આપણે જીવી રહ્યા છીએ. એવે વખતે આ કાવ્ય એક જાતની ધૃષ્ટતા અને કસોટી જેવું છે. ને તેથી તો અહીં, એવું ઘણુંયે છોડી દીધું છે કે જેની કદર કરવાનો હક્ક આપણો નહિ પણ આવતા જમાનાઓનો છે, ને વિશ્વશાંતિના વિચારનો વિકાસ દર્શાવવા ઉપર જ દૃષ્ટિ રાખી છે....

ગૂજરાત વિદ્યાપીઠ
દીપોત્સવી : ૧૯૮૭

**ઉમાશંકર જેઠાલાલ જોષી**

૨૪૮૨૭

## મંગલ શબ્દ

( ઉપજાતિ–વંશસ્થ–ઇંદ્રવંશા )

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો!
શતાબ્દિઓના ચિરશાંત ઘુમ્મટો
ગજાવતો ચેતનમંત્ર આવતો!

પ્રકાશના ધોધ અમોઘ ઝીલતી
ધપે ધરા નિત્યપ્રવાસપંથે;
ઝૂમી રહી પાછળ અંધકારની
તૂટી પડે ભેખડ અર્ધ અંગે.
વિરાટ ખોલી નિજ તેજઆંખ
કલ્યાણનો મંગલપંથ દાખવે;
એ તેજ પીને નિજ સૃષ્ટિ ખીલતી
જોતી ઘડી, એ વધતી ઉમંગે.
અંગે લગાવ્યા હિમલેપ શીળા,
જ્વાલામુખી કિંતુ ઉરે જ્વલંત!
      મૈયા તણે અંતર શું હશે પીડા?
      કે સૃષ્ટિચિંતા ઉરમાં અનંત?
વિશ્રામ કાજે વિરમે નહીં જરા
અકથ્ય દુઃખે અકળાય હૈડે!
ઉચ્છ્વાસથી વાદળગોટ ઊડે,
ને દૂર ફેલે જલનીલ અંચળા!

ભમે ભમે દુઃખતપી વસુંધરા!
ડગે ભરે તેજપથે અધીરાં!
એ તોય પૂરા ન થયા પ્રકાશ!
અંધારમાં આથડી ભૂતસૃષ્ટિ!
આ રક્તરંગી પશુપંખી પ્રાણી
પુકારતાં સૌ નખદંતનાશ.
ને લોહી પીને ઊછરેલ ઘેલી
આ લાડીલી માનવતા ધરાની
ઇતિહાસની ભુલભુલામણીઓ
રચે, અને કંઈ જગવે લડાઈઓ.
ભોળી સ્વહસ્તે નિજ અંગ ચીરે
ને ભીંજતી આત્મ તણાં રુધિરે.

જળ્યાં કરે ચોદિશ કોટિકલેશ!
શમે ન એ આગ અબૂઝ લેશ!
કો સિંચતા જીવનવારિ સંત
તોયે રહે પાવક એ ધગંત!
પેગામ દૈવી પયગંબરો વદ્યા,
શમી ન એ ભીષણ વિશ્વવેદના!

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો!
યુગો તણી કૈંક પડી કતાર
આવે ધ્વનિ એહની આરપાર:

'તું પાપ સાથે નવ પાપી મારતો!'
એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગીપુરુષે અનેકે,
આરણ્યકોએ, ઋષિમંડલોએ;
સુણેલ બુદ્ધે, ઈશુએ, મહાવીરે.
ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં
ડૂબી ગયો મંત્ર અનંતતામાં!
એ આજ પાછો ધ્વનિ સ્પષ્ટ ગાજતો
આ યુદ્ધથાક્યા જગને કિનારે.
ગાંધી તણે કાન પડ્યો, ઉરે સર્યો,
ને ત્યાં થકી વિશ્વ વિશાળ વિસ્તર્યો.
યુગોયુગોની તપસાધના ફળી!
જરી મહા અંતરવેદના શમી!!
માસે માસે, અભિનવ હાસે,
ઊગે બીજકલા;
યુગે યુગે પયગંબર જાગે
ભાંગે જગશૃંખલા.

# ૨

# વિકાસ

## ૧

## શસ્ત્રવિકાસ

( શિખરિણી )

નખે, દાંતે, પંજે, તનબળ થકી માનવી લડ્યું
પ્રતિસ્પર્ધી સામે, કદીક લઈ પાષાણ ઘસિયું.
બનાવ્યાં ઓજારો વનતરુ તણાં કાષ્ઠ મહીંથી,
અને ખોદી ધાતુ જમીન થકી કંઈ શસ્ત્ર નિરમ્યાં.
વળી અગ્નિઅસ્ત્રો પ્રબળ પ્રગટ્યાં ધ્વંસ કરતાં,
મહા ઝેરી તત્ત્વો કુદરત કનેથી ઝડપિયાં.
જલે, વ્યોમે, પૃથ્વીપડ ઉપર, સર્વત્ર, કપરી
વહાવી સંસારે અબુધ મનુજે યુદ્ધલહરી!

ગળાં રેંસી હાવાં અવરનિજનાં, સર્વ સમજ્યાં:
ન શસ્ત્રોથી કોને અવર પર સ્થાયી જીત મળે.
વદ્યા ગાંધી, 'શસ્ત્રો નીડર જન રાખે નવ કદી
પિગાળે પાષાણો બળ રહિયું એ આર્દ્ર હૃદયે;
પડે કાયા છોને! અમર વિલસે આત્મબળ તો!'
સજી સત્યે સેના જગતહિત કાજે કૂચ કરી.

તમેયે સાહ્યું છે કૃશ કર થકી શસ્ત્ર સબળું.
પુરા કૃષ્ણે જેવું નિજ કર વિષે ચક્ર ધરિયું.
અરે ! એ ચક્રે તો, કદી જનવિનાશે રતિ કરી.
તમારું તો બાપુ ! જગનવવિધાને જ રમતું.
તમારા એ ચક્રે પરમ બળ શસ્ત્રોનું સઘળું
કર્યું જૂઠું, પોતે વસી સુદૃઢ નિઃશસ્ત્ર કરમાં.
સદા રક્ષે કાયા, ઉર પણ કરે શાંત વિમળું,
અને ગુંજે મંત્રો સતત મધુરા જીવન તણા.

૨

## મહાપ્રજાઓની મંત્ર-ત્રયી

મહા સ્વેચ્છાચારી નૃપતિપદ નીચે દબી રહી
પ્રજાઓ, ત્યાં ફ્રાન્સે રગરગ ધગ્યો વિપ્લવ-દવ.
જગે ત્યારે દેખ્યો પ્રથમ નવ-સ્વાતંત્ર્ય-વિભવ
અને રાષ્ટ્રો કાજે ત્રણ પરમ મંત્રો પ્રગટિયા :
'હસો સૌ સ્વાતંત્ર્યે
સમત્વે, બંધુત્વે !' પણ પ્રથમ લઈ ફ્રાન્સ વિરમ્યું.
ત્યહીં રૂસે જાગી જન જન વિષે સ્થાપી સમતા.
હવે આજે હિંદે વિમલરસ બંધુત્વ પ્રગટ્યું.

હણ્યાં રાજારાણી ! રુધિરઝર સ્વાતંત્ર્ય ઝડપી
લીધું ફ્રાન્સે ! રૂસે નિરમી સમતા શસ્ત્રબળથી.
અરે ત્યાં શી આશા, સ્વપનમહીં બંધુત્વ પ્રગટે ?

અમે તો ગૂંથીશું હૃદય હૃદયે, એક થઈશું,
અને સ્વાતંત્ર્યોર્મિં પ્રબળ ગજવી, મુક્ત બનશું.
વિનાશસ્ત્રે ઝૂઝી, હરશું ઉરભાવે વિષમતા!
અમારાં સ્વાતંત્ર્યે પ્રગટ જગબંધુત્વ-સમતા!

૩

## દરિદ્રનારાયણ

( પૃથ્વી )

પ્રભુ પ્રગટ ભૂતલે, સલિલને ઝૂલે પારણે,
હસે રજનીતારલે, ગગનને વિતાને રહ્યા,
કદી પ્રકૃતિઅંકમાં, જગજને નિહાળ્યા હતા.
તમે પતિતમાં, દરિદ્રજનમાં દીઠા દેવને!
હરી દુખદરિદ્રતા નવ-વિધાનનાં શસ્ત્રથી,
દવાનલ જળ્યાં જગે સુખદ શાંતિ ભદ્રંકરી
તમે વિમલ પાથરી; સહનશક્તિના મંત્રથી
દુખી જગતના બન્યા અજબ એક ધન્વંતરિ.

૩

# જીવનનો કલાધર

( અનુષ્ટુપ, ઉપજાતિ, વંશસ્થ )

યુદ્ધદાવાનળે દાઝયા, તપેલા પૃથિવીતલે,
અમી વર્ષાવતી શીળી કોની આ પગલી પડે ?

પુણ્યો ફળ્યાં ભારતની પ્રજાનાં !
અહો ! મહા ભાગ્ય વસુંધરાનાં !
ગુલામઘેરે વહી મુક્તિગંગા !
ઊડે ધ્વજો અંતરસ્નેહરંગ્યા !

કોના સુણીને સૂર આંસુભીના
ગળી જતી વિશ્વની ઘોર હિંસા ?
ઉલેચવા પાપ યુગો યુગોનાં
શું ઊતરી મૂર્તિમતી અહિંસા ?

અંગો બધાં સંયમથી રસેલાં,
કંગાલની હાય થકી ભીંજેલાં;
લંગોટીમાં કાય લઈ લપેટી,
ચાલે પ્રભુપ્રેરિત પ્રેમમૂર્તિ.

કલ્યાણના ચેતનબોલ બોલે,
વેરી રહે પુષ્પિત પુણ્યપુંજ.
ને કીકીઓ મંગલ દ્વાર ખોલે,
રચાય ત્યાં શીતલ સ્નેહકુંજ.

હસાવતું કોમળ મુક્તહાસ
આનંદ-વર્ષા-ઝડીઓ ઝરી રહે,
આંખે ભર્યો પ્રેમ તણો પ્રકાશ
ચમકાવતો માનવમેદની વહે.

ને અંતરેથી તપવારિ કેરા
અનેક ધારે ઊડતા ફુવારા.
સિંચે નવાં જીવનથી નમેરા
દુઃખી ઉરોના રસશુષ્ક ક્યારા.

તૂટે યુગોની જડશૃંખલાઓ,
ને ઊઘડે અંતરની કળાઓ;
ફાલે ફૂલે જીવનની સમૃદ્ધિ,
ખીલી રહે સૌરભ આત્મશુદ્ધિની.

ઝીલી રહે શાશ્વત અંજલિએ
તૃષાપીડાતું જગ દિવ્ય પ્રેરણા.
અનેક કાને મધુરી સુણી રહે
અમીઝરી મંગલકારિણી વીણા.

ઝગી ઊઠે ભાવિની ભાગ્યલેખા
જ્યાં એ જગે અંતરપ્રેમ પાથરે.
મુખે તરંતી સ્મિતસૌમ્યરેખા
સંસારનો યુદ્ધવિષાદ આવરે.

*

ભૂતને શાંત ઓવારે ગ્રીસ ને રોમ આથમ્યાં,
નિનેવે ને બેબિલોન કાળના સિંધુમાં શમ્યાં;
મિસરે થયું પડખે, પીડાતું કૈંક ઘા થકી;
ત્યાં ઢાળી ભારતે આંખો નિદ્રાના મદભારથી.
જગ ઢંઢોળતો એવે પૃથ્વીને છાપરે ચડી
તડૂક્યો શૃંગ પામીરે ઝંઘી' મોગલકેસરી.
પૂર્વ ને પશ્ચિમે, સર્વે કબ્રસ્તાનો હલી ઊઠ્યાં,
તુફાને ઘોર વંટોળે ભૂતનાં જૂથ આથડ્યાં.
શમ્યા એ ધૂળગોટા ને પ્રજાઓ પ્રગટી ઊઠી
પશ્ચિમે તો, પુનર્જન્મે; નિદ્રા ના હિંદની ઊડી!
સોનેરી સ્વપ્નશી ઊંઘે, બે ઘડી સુખની સરી,
પરંતુ સ્વાસ્થ્ય તો ના'વ્યું, ઊગ્યા સૂરજ ના ફરી.
ઝગી પશ્ચિમની સંધ્યા, જાણે કો રંગરેલ હા!
કંકાલો હર્ષથી નાચ્યાં, ને જોયા મૃત્યુખેલ ત્યાં!
ચાલી એ છેતરી સંધ્યા, ગઈ અંધારમાં ગળી,
અને ભારતસમૃદ્ધિ જઈ સાગરમાં ઢળી.
અંધારાં ઊતર્યાં ઘોર, વીંટી ચોમેરથી વળ્યાં,
મોતની બાથથી ભેટ્યાં; ટોળાં વાગોળનાં ધસ્યાં,
ને સ્વચ્છંદે ધરા ચૂસી, ઉજાડ્યાં ઘર–ખેતરો,
પ્રજાનાં શરીરો દોહ્યાં, રહ્યાં સૌ હાડપિંજરો.

ત્યાં ઊગ્યા તેજભાનુશા તમે તિમિરને તટે,
ને મૂર્છા ભારત કેરી વિનાશી તપશીકરે.
સ્મશાને ઘોર જે શાંતિ, તે ફેલી હતી હિંદમાં,
ડુબાવી તે તમે આવી, આત્મના ધીર નાદમાં.
ડોલે છે ભરતી જેવી ગંભીરે જલસાગરે,
એવી આજે પ્રજા ડોલે પ્રેમને–મસ્તીને ભરે.
આનંદે વનમાં જેવી કૂજે છે કુંજકોકિલા,
એવી આત્મનકોકિલાઓ કૂજે છે પ્રભુની લીલા.
ઉરે ઉરે સંજીવની સ્ફુરે છે,
પ્રાણે અહો! ચેતન સંચરે છે!
દીપે નવા યુગની ભવ્ય દિગંતરેખા,
વેગે પડે નવનવી પદપંક્તિલેખા.

*

નિશાને ઘોર અંધારે પુષ્પની પાંદડી રડે,
પ્રભાતે સૂર્યનાં દર્શે નવાં તેજે હસી પડે,
ને લૂછે ઓસનાં બિંદુ, નચાવે મૃદુ પાંખડી;
એવી હર્ષે પ્રજા નાચે, હસે ચેતનઆંખડી.
દેખીને તપઆંકેલું, પ્રસન્ન મુખ નિર્મળું,
જનમુખે ઝગે પ્રેમ, જાગે અંતરમાં પ્રભુ.

*

દુષ્કાળે વાદળાં કેરી જુએ છે વાટ ખેડૂતો,
જોતા'તા રાષ્ટ્રશક્તિની તેમ સૌ હિંદવાસીઓ.
ત્યાં દાદા-બાલ-લાલાની વર્ષી ચેતનવાદળી,
એટલા જળથી કિંતુ દુગ્ધા ના દિલની ટળી.
એવે ચોદિશને ઘેરી ઝૂકી મેઘઘટા મહા,
દયાની હેલીઓ વર્ષ્યા તમે, ને સૌ હસ્યાં અહા!
હસી, ફાલી, ફૂલી હર્ષે સર્વે માનવક્યારીઓ;
અનેરાં પ્રેમનાં તેજે ઝગી ઉર-અટારીઓ!

*

ટહુકી જગે ભારતકોકિલા, ને
મૈયા તણાં ગૌરવદુઃખ ગાયાં;
કલા કરી પૂર્ણ કલાવતારે
મૈયા તણાં સંસ્કૃતિદૂધ પાયાં;
રેલી હતી ત્યાં લગી માત કેરી
હૈયા તણી સુંદરતા રસીલી.
તમે પ્રકાશ્યું શિવ સત્ય સુંદર
વિરાટ ઓ જીવનના કલાધર!

*

પિતા છો દિવ્ય ક્રાન્તિના, વિરાટ નવયુગના,
ને છો માતા, અહિંસાની ગોદે જગ લપેટતા.

બંધુ છો સૌ ગુલામોના, દેવ છો દુખિયાં તણા,
આશા છો વિશ્વ આખાની, છો સર્વસ્વ જ હિંદના.

*

કદી તો મધુરી વેરો વાચા કોમલમંજરી,
ને બજાવો કોઈ વેળા કરાલી રણખંજરી.

એ નાદે દિલમંદિરથી નાસે સેતાનના ગણો;
હૈયે હૈયે તમે કીધાં પુણ્યનાં સમરાંગણો.

કંકાલને તાંડવનૃત્ય શીખવ્યાં,
મૃત્યુ મહીં જીવન ઓળખાવ્યાં.
ને છૂટવા ભીષણ નાગચૂડથી
આપી તમે નિર્મળ પ્રેમબુદ્ધી.

*

ઝંઝાનિલો સૂસવતા વિકારના,
ગાજે તુફાનો ઘનઘોર કારમાં.
અકંપ ઊભા વચમાં અડોલ,
શમાવતા ઉચ્ચરી સ્નેહબોલ.

*

અણુથીયે પિલાવાની છે હૈયામાં વિનમ્રતા
સુદામા-નરસૈંયાની માણવી છે દરિદ્રતા.

ને ત્યાગમાં ભોગ અનેક માણ્યા,
સેવા મહીં સ્વાદ અખૂટ માન્યા.

ઉદ્યોગની સુંદરતા પિછાની
ખેતી અને વણકરી નિજ વૃત્તિ માની.
એવો પુરા સંત થયો કબીર,
વણ્યાં જતો ચાદર એ ફકીર.
વિરાટનાં ગીત અખંડ ગાતો,
ને મસ્તીમાં નિત્ય રહંત માતો.
કાંતો તમેયે નિત કર્મવીર,
કંગાલ કાજે દમતા શરીર.

અહંઅ છો સત્ય તણા પૂજારી;
ઉરે સદાજાગ્રત કર્મયોગી
એ સત્યને સુંદર સુપ્રકાશે
અંધારની ખીણુ ઊંડી વળોટતા.
ને કર્મમાં, અંતરને અવાજે
આત્મા તણી શક્તિ અમાપ ઢોળતા.

અજાતશત્રુ, સ્થિતપ્રજ્ઞ, સૌમ્ય,
ઝંખી રહ્યા બ્રહ્મચર્યે જ બ્રહ્મ.
નિષ્કામ ચર્યા નીરખી તમારી
પ્રત્યક્ષ ગીતા જીવતી નિહાળી.

*

યોગી તમે ભારતવાસીહૈયે
જન્મી ચૂકયા છો જ કરોડરૂપે.

જગજ્જનોનાં ઉરમાં તમારું
શોભે સદા આસન દિવ્ય ન્યારું!

*

'સર્વમેધમહાયજ્ઞે હોમ્યાં'તાં ભૂતમાત્રને
વિશ્વરૂપ મહાદેવે,' કહ્યું એવું કવિજને.
સર્વમેધમહાયજ્ઞે હોમી સર્વસ્વમાત્રને
તમેયે આજ શોભો છો વિશ્વરૂપ જગદ્‌ગુરો!

* * *

વિરાટની વ્યોમ વિષે પ્રશસ્તિ
કો આંકતી અંગુલિ તારકાક્ષરે.
લખે, લખે ને વળી રોજ ભૂંસતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
ગાથા એવી સંતનીયે અધૂરી
વીલી જતા માનવબોલમાં લખી.

## ૪

## કંકાલ-તાંડવ

(પૃથ્વી)

'ભરું? ડગ ભરું? પ્રભો! દશક એમ વીતી ગયો!
રિબાય અદકી પ્રજા, દિવસ હાસ્યના દોહ્યલા
સહ્યા નવ જતાં અધીર થઈ ક્યાંક હિંસા કરે!
વધે દ્વિવિધ નાશ આ, ક્યમ કરી કહો! રોકવો?
કરો પ્રગટ આજ શક્તિ સબળી અહિંસા તણી!'
અહો! તવ, ઝબૂકતાં ગહન ચિંતનો આત્મનાં
શુભાશિષ દઈ વધ્યાં, સ્વર ઉરે સ્ફુર્યો ઈશ્વરી.
થઈ પરમમંગલા હૃદયની ઊંડી ઘોષણા:

'હવે જરી ન જંપવું, લડવું પ્રાણ છૂટ્યા લગી,
સહી સકલ વેદના, હરખથી તુરંગે જવું.
—કર્યું જ પરદેશીએ વતન કેદખાના સમું!
પડી ઘૂંટણ આપણે કરગર્યાં, ન રોટી મળી!
પરંતુ પથરા પડ્યા કમનસીબ ભાણા મહીં!
હવે કંઈ ન માગવું; હૃદયપાત્ર ભરપૂર છે!
ભલે વિષમ દુ:ખરેલ વરસાવતા જાલિમો,
ભલે જીવન ચૂસતા! મરણ આપણા હાથમાં.

મરી, અજબ શક્તિઓ જગવશું અહિંસા તણી,
અને મરણકિંમતે મૂલવશું મહાચેતન!'
'અહો! મરણસાટ મુક્તિ વરશું!!' વદીને પ્રજા
ઊઠી, અતિશ નંદતી, સમરશબ્દથી નાચતી,
અજોડ લડવા લડાઈ ઉરઊર્મિ ઉછાળતી.
ગુલામ સહુ રક્ષવા સબળ જાલિમો પાસથી,
અને સકળ જાલિમો વિષસમી ગુલામી થકી,
—ચહી હૃદયમાં ભલું ઉભયનું, વિદેશી જનો
તણાં—અબુધ અંધુનાં—હૃદયવહેન પલટાવવા
પળ્યા પથિક પ્રેમપંથ, નિજ હિંદની મુક્તિમાં
અનેક દુખબંધથી જગતમુક્તિયે વાંછતા.
પુરા જયમ મહાભિનિષ્ક્રમણ બુદ્ધદેવે કર્યું
દુખી જગત રક્ષવા મરણપાશથી પાંગળું,
વહંત જખમે સુધાસલિલઅંજલિ સિંચવા.

( મંદાક્રાન્તા )

અંગે અંગે શુચિસ્મિતભરી, સત્યશસ્ત્રે સજેલી
સેના સાથે જગતગુરુએ કૂચ કીધી અનેરી.
આનંદોર્મિ ઉરછલકતી ભારતે ગઈ છવાઈ,
ને આશ્ચર્યે જગતજનતા મુગ્ધ ઉત્કંઠ જોતી;
દેખે એનાં પુનિત પગલે મુક્તિસોપાનમાળા
પોતાનાયે પ્રગતિપથની, ઘોર અંધારમાંથી.

ગામે ગામે સુભગ કરતા લોકહૈયે વિસામા
વાધે આગે, દશ દિશ મહીં પ્રાણધારા ઉડાવી.
જાગ્યાં સૌએ નિજ હિત જતો પેખીને રાષ્ટ્રદેવ,
એ યાત્રાએ જગવી સહુમાં પ્રેમની માતૃસેવ.
પહોંચ્યા દાંડી નિકટ, તવ, સંગ્રામસંદેશ દીધો :
'આજે આવ્યો સમય! સઘળે યુદ્ધડંકા બજાવો!
કૂડા ધારા દફન કરવા, આજ મીઠું પકાવો!'
ને પોતેયે ટુકડી સહ ત્યાં સિંધુમાં સ્નાન કીધું,
પ્રાતઃકાલે કુદરતદીધું મુક્તિમીઠું ઉપાડ્યું,
ને લેઈને નમક ચપટી રાજ્ય જુલમી ઉખાડ્યું.
ચારે કોરે વિમલ જગવી પ્રાણરેલંત ક્રાંતિ,
દીપી ઊઠી સરલ સ્મિતથી દાંડીની પુણ્યભૂમિ.
દીવાદાંડી જળઝબૂકતી દાખવે જહાજપંથ,
દીવાદાંડી ધ્રુવ બની રહ્યો વ્યોમઆધારસ્થંભ.
દીવી, તારા, ઉભય પસરે સાગરે સૌમ્ય કાંતિ,
ને દાંડીયે પથ વિતરશે વિશ્વને સૌખ્યશાંતિ.
ધર્મક્ષેત્રો મુલકભરમાં કૈંક જાગી ઊઠ્યાં, ને
વહેવા લાગી વીરપથિકની ચોદિશે શૌર્યધારા.
સેનાનીઓ સકળ પકડાઈ ગયા; સૈનિકોએ
તોયે આગે કદમ ભરિયાં, આત્મશુદ્ધિપ્રકાશે.
મૂઠી મીઠું જતન કરતાં લાઠીના માર ખાતા,
માતા કાજે સિતમઝડીઓ હર્ષથી ઝીલતા'તા.

રાજ્યે માઝા તજી, પશુ બની, ઉગ્ર હિંસા પ્રકાશી,
ત્યાં બાપુએ પ્રબળ જગવી લૂંટ ધારાસણાની:
'મીઠાના એ ઢગ સકળ ના રાજ્યના, છે પ્રજાના,
માથા સાટે નિજ ધન તણી માલિકી મેળવાશું!'
સત્તા આવી અરધ રજનીએ લપાતી છુપાતી,
સૂતા બાપુ જગવી પકડ્યા, ત્યાં, કરાડીકુટીરે.
ને આરામે જઈ ચરવડા એ વસ્યા બંદીખાને,
તોયે બેઠા ભરતજનનાં અંતરે શાંતિગાને.

ગામે ગામે, ઘર ઘર વહી શૌર્યઘેરી ખુમારી,
યુદ્ધોત્સાહે, સબરસ-રસે સૈનિકો ઊમટ્યા, ને
કૂદ્યા દેખી સમર ઉપરે મૃત્યુરંગેલ મુક્તિ;
ને સત્તાયે નખશિશ સજી શસ્ત્ર, સામી ઊભી'તી,
નિઃશસ્ત્રોની ઉપર લઈને લાઠી તૂટી પડી એ.
માથાં ફૂટ્યાં, શરીર લથડ્યાં, ને વહી રક્તધારા,
બુઝાવી'તી જીવનરુધિરે ચંડિકાની પિપાસા!
પાયાં એને શરબત ભરી ખૂનનાં ખોપરીમાં
—પીણાં મોંઘાં મધુરમધુરાં સ્નેહની નિર્ઝરીનાં!
દુઃખી હૈયે ચકિત જગતે યુદ્ધ આ ઓર જોયું,
પ્રેમોન્માદે શિવ સકળનું જાણીને, આંસુ લોયું.

ને સત્તાએ સિતમ વરસ્યા ઘોઘ પેશાવરે તો!
ગોળીબારો કંઈ થઈ ગયા, તોય ના શાંતિ તૂટી,

થોડા માટે ઝઘડી પડતા જે ઝનૂની પઠાણો
તે સૌ ચાલે સરળદિલ બંદા બનીને ખુદાના.
અત્યાચારો નિજ નયન સામે જુએ, નેણ રુએ
શસ્ત્રો કિંતુ કમર પરનાં સહેજ ઊંચાં થતાં ના!
સામી છાતી જખમ ઝીલવા ગોળીઓના હસીને,
કેડે શસ્ત્રો, શરીરબળની ખોટ ના લેશ, તોયે!
સંસારે જે કદી નવ દીઠું કે સુણ્યું, તે બન્યું ત્યાં!
નિર્દોષોનાં વિશુધ બલિદાને હસી ત્યાં અહિંસા.

ને ના પાછી ડગ પણ હતી હિંદ વીરાંગનાઓ
દારૂ પીતાં અબુધજનને નર્કમાંથી ઉગારી,
ને રોકીને પ્રતિદિવસ લક્ષ્મી વિદેશે તણાતી,
લાઠી કેરા સિતમ સહતી ખેલી'તી સેવિકાઓ!
ને ખૂટે જો પુરુષદલ કે સેવિકાસંઘ સર્વે,
સેના મોટી બટુક–જનની વાનરોની ઊભી'તી.
ને સ્વાર્થીલા વણિકજન સૌ તેય જાગી ઊઠ્યા ને
સાચે ટાણે મરદ બનીને પૂરતી સહાય દીધી.
ત્યાં ખેડૂતો 'કર ન ભરશું!' બોલિયા વીરવાણી,
મુક્તિઘેલા હિજરત કરી માંડવે જઈ વસ્યા સૌ!
લીલી કુંજે કુસુમદલશાં ઝૂલતાં ગામડાં તે
સૂનાં કીધાં કબરસમ સૌ, ઘોર શાંતિ ભરેલાં!
ઊભા મૂકી લણણી વખતે પાકને, માત કાજે

ભેટ્યા દુઃખો ! રણુવીર કંઈ જેલમહેલે વિરાજ્યા !
સત્તા થાકી, મદ સહુ ગળ્યો, ખોલિયાં જેલદ્વાર
ને સેનાની સકળ છૂટિયા—રાષ્ટ્રના દિવ્ય પ્રાણ !
ને પુકાર્યો જનહિતભર્યો બેઉ પક્ષે વિરામ,
કારાગારો સહુ ઊઘડતાં આવિયા બંદી બહાર.

*

એ સૌ મોંઘી વિતકકથની લોહીવહેને વહે છે !
એ ગાવી શી ? સહુ વિતરવી આવતી પેઢીઓને !
લાઠી કેરા હજીય પડઘા અંતરે આથડે છે !
ને મીઠેરી ઝરમર જરી શાંતિની સિંચી રહે છે !
આત્માનંદે વિમલ બલિદાનો બનેલા શહીદો
આજે હૈયે સ્મરણ ચડતાં મૃત્યુ મોઘું જણાયે !
એ સૌ ગાથા અકથ ઉરમાં ઊર્મિઓ છો જગાવે !
જે પૂરી'તી રુધિરવહને, મોતની જિંદગીમાં.

જેણે જીવ્યા અમર ઇતિહાસો, લખ્યા લોહીઆંકે,
એણે આજે સમરકથની ગાવી કે સૂણવી શી ?
ઘૂમ્યા ઘેલા રસબસઉરે ગુર્જરીના સપૂતો,
ને ગર્જાવ્યું જગતભરમાં ગૌરવે બારડોલી;
ખેલ્યા વીરો નવલરમણે ક્ષેત્ર ધારાસણામાં
નાચ્યા રંગે ઉરઊલટથી તાંડવો મૃત્યુ કેરાં;
એનાં ગીતો નિજ મુખ ઘટે હિંદીઓએ ન ગાવાં,
એ તો ગાશે જગતજનતા હર્ષથી કોટિ કંઠે.

૫

# વિશ્વશાંતિ

(અનુષ્ટુપ, ઉપજાતિ, વંશસ્થ . . .)

હજી તો કાલ જામી'તી યુરોપે યાદવાસ્થળી
વર્ષી'તી કારમા ધોધે લોહીની, આંસુની ઝડી!
સંગ્રામની ભીષણ કંદરામાં
કૂદી પડી માનવજાત ઘેલી!
ને આત્મહત્યા કરવા ચડેલી
ઘવાઈ પૂરી રણખેલનામાં!
તપે છે પૃથિવી ત્યારે વર્ષે છે વ્યોમ પાણીડાં;
યુદ્ધે જગ તપ્યું, કાં ના હજીયે વરસ્યા પ્રભુ?
એ યુદ્ધની દારુણ કાળજ્વાળા
યુગો તણી સંપદને પ્રજાળે,
નિર્દોષનાંયે રુધિરો વહાવે,
દૂધે ભરી સંસ્કૃતિઓ સુકાવે!
સુધાનું–શાંતિવારિનું તમ હસ્તે કમંડલુ,
સ્નેહનાં સિંચને સાધો! રક્ષો પશ્ચિમ પાંગળું!
ત્યાં શાંતિના સૂર અનેક ઊઠતા,
પુષ્પો નીચે ખડ્ગધારા ઝબૂકે!

રેતી પરે વજ્જરકોટ જૂઠના
ઊડી જાશે સત્યની એક ફૂંકે!

લોહીલી પેલે આંગણિયે ઊભીને
મંડાણ જોશો યુદ્ધનાં ત્યાં રચાતાં!
ને દેખશો કેં દૂઝતા ઘા હયાના,
અજાપ્રજાના શોણિતલેખ વાંચશો!

ધનિકો મૂડીને યંત્રે પીસે છે દીન માનવી
સામ્રાજ્યોનાં મહા યંત્રો પીસે માનવતા અતિ!
આજે જગે એ કરપીણ યંત્રણા!
કરો, કરો મંગલ પ્રેમઘોષણા!
ઉદ્ધાર કાજે ઉરની અનૂઠી
આપો ગુરો, મંગલ પ્રેમબુટ્ટી!

વહાવો આત્મશુદ્ધિની ગંગધારા શુભંકરી,
જીવશે જે ટકી રહેશે પ્રેમને પાવકે જળી.

સંગ્રામની સૌ જડને ઉખેડી,
બતાવજો શાંતિની સ્નેહકેડી!
તપ્યાં ઉરે ચંદનલેપ દેજો,
દાઝયાં તણાં આશિષવેણ લેજો!
સંસારે, વનઅંધારે ભૂલ્યાંના ભોમિયા બની,
પ્રકાશો, તેજઅંબારે બતાવો પ્રેમવાટડી!

ખૂલે ન જ્યાં લોચનદ્વાર ઇંદુનાં,
ઊંચાં ઊડે ઉન્મુખ વારિ સિંધુનાં;
સંતો તણી ઊઘડતાં જ આંખડી
ભીંજાય ભાવે જગપ્રાણુપાંખડી.

અહિંસાથી ભીંજાવો ને પ્રકાશો સત્યતેજથી!
શાંતિનો જગને માટે માર્ગ એકે બીજો નથી.
જુઓ છો ભાવને સામ્યે રાષ્ટ્રાનો માર્ગ ઐક્યનો,
ગજાવો એ મહા મંત્ર ઊંડો માનવપ્રેમનો.
માનવી માનવી ઉરે એક માનવભાવ છે;
પેખીને પ્રેમની પીડા નકી એ પીગળી ઊઠે.
એક મહેકે મઘમઘે બધાયે મનુમંડપો
સુવાસે સર્વ ડોલે છે, ભલે દુર્ગંધ ક્યાંક હો!
બસૂરા તાલ સૃષ્ટિના શમે સૌ પ્રેમગાનમાં,
દુર્ગંધો દમતી ડૂબે મોંઘા આત્મપરાગમાં.

કહે કવિ: ‘માનવતા જીવંત
પ્રાણી, પ્રજાઓ સહુ એહ અંગ.
ને એક એને ધડકંત ઉર,
વહાવતું નિર્મળ પ્રેમપૂર!’
સૌના હૈયાને ધબકારતાને
ગાજી રહંતું સુખશાંતિ ગાને.
છૂટાં નથી, એકશરીર આપણે,
ખેલંત ભોળાં શિશુ એક આંગણે

તમે એવી મહામોંઘી ઉચ્ચારી પ્રેમની ઋચા,
પસારી સર્વને ઉરે મધુરી જગબંધુતા.
બાંધીને સ્નેહનો સેતુ ભેદસાયર ઉપરે
સાંધો સાંધો ! ઉરતંતુ વડે પશ્ચિમપૂર્વને !
તમે તો પૂર્વના છો ના, કે છો પશ્ચિમનાય ના
અહિંસા, સત્ય ને પ્રેમ થોડાં છે કોઈ એકનાં ?
સત્ય ને શાંતિ ને પ્રેમ લહેરે છે વિશ્વમાત્રમાં,
ને પૃથ્વીને પડે કોદિ' ઝમે છે યોગ્ય પાત્રમાં.

પૂંજી ન એ કેવલ વર્તમાનની !
ત્રિકાળની પાળ વિશાળ ભેદતી
એ તો અનંતે દિનરાત ઊભરે,
અખંડ વહેને અવકાશને ભરે.

આજે ધરાનાં સુખસિંચનાર્થે
એ પ્રેમધારા તમ અંતરે ફૂટી,
જીવો તણાં શાશ્વતમંગલાર્થે
વર્ષ્યા કરો એ નિત શાંતિમૂર્તિ !

ભાવિએ મીટ માંડીને જોઈ'તી તમ વાટડી,
આજે એને મુખે કેવી રેખા આનંદની ઢળી ?

ને રક્તરંગ્યો અતિચંડકાય,
સૈકા થકી માનવભક્ષતો જે,

ફળેલ દેખી નિજ કર્મને, તે
હસી રહ્યો હર્ષથી ભૂતકાળ.

હસાવ્યાં ભૂત ને ભાવિ, હસાવો વર્તમાનને!
પઢાવો પ્રેમના મંત્રો ઘેલી માનવજાતને!

* * *

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ!

વીંધાય છે પુષ્પ અનેક બાગનાં!
પીંખાય છે પાંખ સુરમ્ય પંખીની!
જીવો તણી કાય મૂંગી કપાય છે!
કલેવરો કાનનનાં ઘવાય છે!

રડે છે પ્રકૃતિમાતા, દૂઝે છે દિલદુઃખડાં;
અમી પી ન ધરાતાં, ને કપૂતો રક્ત રેલતાં!

છે પત્ર ને પુષ્પની પાંખડીએ
પ્રભુ તણાં પ્રેમપરાગપોઢણાં.
કલ્લોલતાં પંખીની આંખડીએ
ગીતો અનેરાં ચમકે પ્રભુ તણાં!

પ્રકૃતિમાં રમંતા એ દુભાશે લેશ જો દિલે,
શાંતિની સ્વપ્નછાયાયે કદી માનવને મળે?

સૌ જીવ આજે ઉરથી વહાવીએ
કારુણ્યની મંગલ પ્રેમધારા.
વસુંધરાનાં સહુ બાળકો મળી
બજાવીએ અંતરએકતારા.

હૈયેહૈયાં પ્રેમગાને જગાવી,
પ્રજાપ્રજા હાથમાં હાથ ગૂંથી,
ને સ્કંધે સ્કંધ સંપે મિલાવી,
ગજાવીએ સૌ જગઉંબરે ઊભી :
'માનવી પ્રકૃતિ, સૌને वसुधैव कुटुम्बकम् !'
ને એ જશે શબ્દ અનંત વીંધી,
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાંતિના રાસ ચગે રસાળા,
**यत्रैव विश्वं भवत्येकनीडम् ।**

## ૬

# કાલસાગરે

( અનુષ્ટુપ, ઉપજાતિ, વસંતતિલકા )

આપણે માનવી બિંદુ પૃથ્વીના પટ ઉપરે,
ને પૃથ્વી બિંદુડા જેવી વિશ્વને તેજ–સાગરે;
વિશ્વમાલા અને આયે બિંદુશી અતલાન્તિકે.

ને તોયે બિંદુ આધારે તરંગી સિંધુની છટા,
છે પ્રત્યેક અણુ લીધે વ્યોમે તેજગૂંથી ઘટા.
ભલેને આપણે બિંદુ ગંભીરે કાલસાગરે!
ગર્જશું ગીતડાં ઘેરાં બધાંયે બિંદુડાં સહે.

ઝીલીને વિશ્વહૈયાનાં સ્પંદનો આ લઘુ ઉરે,
નાચીશું નિત્ય એ નૃત્યે પ્રેમને કોમળે સૂરે.

ગાજે મહાસિંધુ અનંતગાને,
ને ઊછળે મંદ્ર મહોર્મિમાલા;
સૌ બિંદુડાં આપણ એકતાને
ગાશું અહોરાત અભેદગાણાં!

ને 'શાંતિ! શાંતિ!' વદતો સુવિરાટ આત્મા
વિશ્વાન્તરે વિકિરશે ઉરસ્નેહલીલા!

---

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૮—૦ |
| સ્મરણયાત્રા | ૨—૦—૦ |
| જીવતા તહેવારો | ૧—૦—૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦—૩—૦ |
| જીવનનો આનંદ | ૩—૦—૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| મધપૂડો | ૧—૦—૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| કુંવરબાઈનું મામેરું (ટિપ્પણ સાથે) | ૦-૧૦-૦ |
| આબાદ હિન્દુસ્તાન ! | ૧—૦—૦ |
| હિન્દુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |
| કાવ્યપરિચય ભા. ૧લો | ૦-૧૦-૦ |
| ,, ભા. ૨જો | ૦-૧૨-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| ગાંધીજી | ૦—૭—૦ |
| લોકપોથી | ૦—૧—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| ઇન્દુને પત્રો | ૧—૪—૦ |

| | |
|---|---|
| મારી વ્યાપક કેળવણી | ૧–૪–૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| सद्बोधशतकम् | ૦-૧૨-૦ |
| કૌશિકાખ્યાન | ૦–૩–૦ |
| કેળવણીના પાયા | ૧–૦–૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૧૨-૦ |
| આંધળાનું ગાડું | ૦–૧–૦ |
| ખેડૂતનો શિકારી | ૦–૪–૦ |
| ચાલણગાડી | ૦–૨–૦ |
| પહેલી ચોપડી | ૦–૪–૦ |
| બીજી ચોપડી | ૦–૫–૦ |
| ત્રીજી ચોપડી | ૦–૭–૦ |
| ચોથી ચોપડી | ૦–૮–૦ |
| પાંચમી ચોપડી | ૦–૯–૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૧૦-૬ |
| સાતમી ચોપડી | ૦-૧૨-૬ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

## આ લેખકનાં અન્ય પુસ્તકો

**કવિતા—**

ગંગોત્રી (૧૯૩૪)
નિશીથ (૧૯૩૯)
ગુલે પોલાંડ (૧૯૩૯)
પ્રાચીના (છપાય છે)

**નાટક—**

સાપના ભારા (૧૯૩૬)

**ટૂંકી વાર્તા—**

શ્રાવણી મેળો (૧૯૩૭)
ત્રણ અર્ધું બે (૧૯૩૮)

**નવલકથા—**

પારકાં જણ્યાં (૧૯૪૦)

**વિવેચન—સંશોધન—**

અખો : એક અધ્યયન (૧૯૪૧)

**સંપાદન—**

ક્લાન્ત કવિ (૧૯૪૨) [ બાલાશંકરનાં કાવ્યો ]
ગાંધી કાવ્યસંગ્રહ (૧૯૩૭) [ શ્રી. સ્નેહરશ્મિ સાથે ]
સાહિત્યપલ્લવ : ૧–૨–૩ (૧૯૪૧) ,,

